શ્રી રામચંદ્રજીના પરમભક્ત ભારત કવિરત્ન

# ગોસ્વામી તુલસીદાસ

## નાટકનાં ગાયનો.

રચનાર

પા. ડાહ્યાભાઈ પુરશોત્તમ.

પ્રસિદ્ધ કરનાર

**શ્રી સ્વદેશ વિજય નાટક મંડળી.**



**परमानन्दपत्रोऽयं जंगमस्तुल्सीतरु:**
**कवितामंजरी यस्य रामभ्रमरभूषित:**

શ્રી 'અંકુશ' મુદ્રણાલય, કણપીઠ બજાર—સુરત.

કીં૦ રૂ૦ ૦—૨—૦

# પુરૂષ વર્ગમાં મુખ્ય પાત્રોનાં નામ.

**તુલસીદાસ**—શ્રી રામચંદ્રજીના અનન્ય ભક્ત.

**હીતબંધુ**—રત્નાવળીનો ભાઈ અને દીગંબરનો મિત્ર.

**તારક**—તુલસીદાસનો પુત્ર.

**દીગંબર**—તુલસીદાસનો મનમોજી મિત્ર, ચંદાનો પતિ.

**હનુમાન**—શ્રીરામચંદ્રના પરમ પ્રેમાળ ઉપાસક.

**યોગીરાજ**—યોગ સાધક તામસી.

આ શિવાય પુરજનો, સિપાઈયો, વ્યાસ, પ્રેત, બ્રાહ્મણો, પંડીતો ડાઘુઓ, વણીક, ચોર, વૈષ્ય, ક્ષત્રી, છોકરાઓ, સાધુઓ, વાદી, શાહ, દરબારીઓ, વાંદરાઓ, મંગરૂ, ચોર, નાભાજી, યાદવો, વિગેરે, વિગેરે.

# સ્ત્રી વર્ગમાં મુખ્ય પાત્રોનાં નામ

**રત્નાવળી**—તુલસીદાસની પત્ની

**ચંદા**—રૂપ ગર્વીતા એક છટેલ છોકરી.

**મંજરી**—રાજપુરની ગણીકા.

**મેના**—તારકની પત્ની.

આ શિવાય સખીઓ, પડોશણ, દાસી, વારાંગનાઓ, અપ્સરા, બેગમો, વીગેરે. વીગેરે.

# અંતર નાટકના પાત્રો.

**દશરથ**—અયોદ્ધા પતી રામ પિતા.

**રામ**—કૌશલ્યા કુમાર.

**લક્ષ્મણ**—સુમિત્રા પુત્ર.

**ભરત-શત્રુઘ્ન**—કૈકયી પુત્ર.

**વશિષ્ટ**—કુળગુરૂ.

**સુમંત**—પ્રધાન.

**મંથરા**—કૈકયીની દાસી.

**સીતા**—શ્રી રામચંદ્રજીનાં પત્ની.

**કૈકયી-કૌશલ્યા-સુમીત્રા**—દશરથની રાણીઓ,

આ શિવાય પુરજનો, દાસીઓ, વીગેરે,

# ખુલાસો.

ગુજરાતી ભાષામાં નાટકનાં ગાયનની ચોપડીઓમાં પ્રસ્તાવના અથવા ખુલાસો લખવાની પ્રથા નથી, પરન્તુ તુલસીદાસના જીવન ચારિત્ર્યમાં કેટલીક અતકર્ય અને વિચિત્ર બાબતો હોવાને લીધે આ ટુંક ખુલાસો આપવો પડયોછે.

તુલસીદાસનું જીવન ચરિત્ર જુદા જુદા હિન્દી વિદ્વાનોએ જુદા જુદા રૂપમાં પ્રકાશમાં મુકયુંછે, તે સમગ્રમાંથી આ પ્રયોગમાં અગત્યના અને અનુકુળ વિષયો લઇ બાકીના મુકી દેવામાં આવ્યાછે.

તુલસીદાસને નરહરિએ ઉછેરી મોટા કર્યા અને દીનબંધુ નામના બ્રાહ્મણે ગુણ જોઇ પોતાની પુત્રીનું તેમની સાથે લગ્ન કરી આપ્યું આ વિના તેમના બાળચરિત્રમાં બીજી વીશેષ હકીકત મળી આવતી નથી એટલે આ પ્રયોગમાં રત્નાવળી પોતાની સખીઓ સાથે હાસ્યવિનોદ કરેછે ત્યાંથી શરૂઆત કરવામાં આવીછે. આમાં કેટલાકને એમ પણ લાગશે કે રત્નાવળી જેવી આત્મભોગ આપનારી મહાદેવી માટે જે ટુંક શ્રૃંગાર લખવામાં આવ્યોછે તે અનુચિત છે. પરન્તુ પ્રેક્ષકે એ ભુલવું જોઇતું નથી કે રત્નાવળીએ જે મહાન ઔદાર્ય પશ્ચાત બતાવ્યુંછે તે સમય અને સંયોગને આભારી છે.

બીજો સંશયાત્મક વિષય પહેલો ડ્રોપ પડતાં તુલસીદાસ અને રત્નાવળીના પ્રસંગનો છે. તુલસીદાસ પ્રથમ પ્રવેશમાં શબને આધારે નદી તરી સાપ પકડી ઘરમાં પ્રવેશ કરેછે અને રત્નાવળી સંસાર વ્યવહાર છોડાવેછે તે તથા આ પ્રસંગ નામફેર શિવાય બીલ્વમંગળ અથવા સુરદાસ અને મોહદાસ નામના એક સાધુને સંપુર્ણપણે મળતો આવેછે. તુલસીદાસના જીવન ચારિત્ર્યમાં આમાંની કેટલીક બાબત દર્શાવવામાં આવી છે, તેમ કેટલીક નથી આવી. પરન્તુ આ લેખકે "સરસ્વતી" નામના એક પ્રસિદ્ધ હિન્દી માસીકના આધારે આ પ્રસંગ બોધદાયક ગણી લીધોછે. મંજરીનો પ્રસંગ તો તુલસીદાસના ચારિત્ર્યમાં પણ મળી આવેછે, પરન્તુ સરસ્વતીના લેખકે વિશિષ્ટરસ પુર્ણ કરવા અથવા બીજા કોઇ હેતુથી, કલ્પનાના કે કોઇ બીજી સાબીતીઓના આધારે જે ચિત્ર દોર્યુંછે તે આકર્ષક અને મનોભેદક હોવાથી સહેજ ફેરફાર સાથે આ લખનારે પણ પ્રેક્ષકો સમક્ષ ખડું કરવા પ્રયત્ન કર્યો છે.

ત્રીજી બાબત બીજા અંકના પ્રથમ પ્રવેશમા તુલસીદાસના યો ગીરાજ સાથે તથા ત્રીજા અંકના બીજા પ્રવેશમાં દીલ્હીપતિ શાહ-જહાં સાથે જે મમત ભર્યા પ્રશ્નોત્તર ચાલ્યાછે,તેશ્રવણ કરી પ્રેક્ષકો કદાચ એમ ધારશે કે તુલસીદાસ જેવા આત્મજ્ઞાની મહાત્મા આવા અભિમાની અને તુચ્છકારભર્યા જવાબ આપે એ દોષાસ્પદછે. પરન્તુ પ્રેક્ષકવૃંદે એટલું વિચારવું જોઇએકે તુલસીદાસ જીવનના મધ્ય ભાગમાં બ્રહ્મર્ષિ નહીં પણ રાજર્ષિ હતા. બીજું તેમના જીવનની ઇષ્ટપર અચળ શ્રદ્ધા અને ટેક એ પણ એક મુખ્ય કારણછે કોણ કેશે કે રાજપુતકુળતિલક પ્રતાપ મમતીકે અભીમાની હતો તુલસીદાસનું આ વર્તન તેમજ સમજવાનું છે.

ચોથી અગત્યની બાબત-તારક અને મેના માટે છે. આટલી બાળ વયમાં આવું શ્રૃંગારમય જીવન પ્રેક્ષકને કદાચ બિભત્સ લાગશે. પરન્તુ ગુલાબમાંથી ગુલાબ અને મોગરામાંથી મોગરો એ એક સ્વભાવ અને સૃષ્ટિ સિદ્ધ વિષયછે. જે તુલસીદાસને પ્રેમમાં સાપકે શબનુ ભાન ન રહ્યું તેજ તુલસીદાસનો ચીરંજીવી અને પુત્રવધુ શ્રૃંગરમાં આટલાં મસ્ત રહે તો તેમાં નવાઇ નથી. પુત્રનું જીવન માબાપના શીક્ષણની સાથે વર્તનથી પણ ઘડાયછે એ પણ લક્ષમાં રાખવા જેવુંછે. છેવટ આ પ્રયોગના પ્રિય પ્રેક્ષકોને લેખકની પ્રાર્થના છે કે હંસ ક્ષીરના ન્યાયે આપ પણ અનુકુળ ઉચ્ચ ભાવનાનો અંગીકાર કરશો આ લેખકની કલમથી લખાએલો આ પાંચમો પ્રયોગછે, પેહેલો પાન્ડવ-કૌરવ પ્રથમ ભાગ સ્વર્ગસ્થ રણછોડદાસ આમલીવાલાની નાટક મંડળીએ ઘણો વખત થયાં સહેજ ફેરફાર સાથે પ્રસિદ્ધિમાં મુકયો છે બીજો ભાગ હવે પછી પ્રકાશમાં મુકવાનાછે ત્રીજો કૃષ્ણ સુદામા કે જે તેઓની મંડળી લાંબાં સમયથી ભજવેછે, ચોથો કલાસુંદરી કે જે હાલમાં આ મંડળી ભજવેછે, અને પાંચમો આ તુલસીદાસનો પ્રયોગ છે હવે પછી આ લેખકના હાથથી જો કાંઇ લખાશે તો ફકત વીરરસ પ્રાધાન્ય અને સ્વદેશ પ્રેમની ભાવનાને ઉત્તેજીત કરી દ્રઢ કરે તથા આત્મ ભોગનાં ઉજવલ દ્રષ્ટાંત આપે, તેવાજ પ્રયોગો લખાશે. પરમકારુણિક પરમાત્મા આ પવિત્ર ભાવનાને સિધ્ધ કરો.

અસ્તુ ! ! !



# શ્રી ગોસ્વામી તુલસીદાસ

નાટકનો પ્રવેશવાર ટુંક સાર.

## અંક ૧લો.

બાળાઓનું મંગળાચરણ.

પ્રવેશ ૧લો—રત્નાવળી અને સખીઓનો હાસ્ય વિનોદ હીતબંધુએ માતા મરણ પથારીએ છે, એમ ખો બહાનું બતાવી રત્નાવળીને લઇ જવી. પશ્ચાત લસીદાસનું ત્યાં આવવું. રત્નાવળીને નહીં જોત વિરહ ઘેલછામાં મસ્ત બની પાછળ જવું, અને દીમાં મુડદાને આધારે તરી, સાપને ઝાલી બારીએ ચ્હડવું. રત્નાવળીએ બોધ આપવો. તુલસીદા વૈરાગ્ય ધારણ કરવો. [ ટબ્લો ]

પ્રવેશ ૨જો—પરણવા માટે ફાંફાં મારતા દીગંબરને ગોરમ રમવા નીકળેલ ચંદા અને તેની સખીઓએ બનાવવો

પ્રવેશ ૩જો—પીંપળાના વૃક્ષે તુલસીદાસને પ્રેત સમાગમ. પ્રેતે પ્રસન્ન થઈ તુલસીદાસને રામદર્શનાર્થે મહાવીર હનુમાનજીને મળવાનો માર્ગ બતાવતાં તુલસીદાસનું ઘંટાકર્ણ નામના ભાટ પાસે રામકથા સાંભળવા જવું. ત્યા હનુમાનજીનો મેળાપ.

---

અંતર નાટક.

પ્રવેશ ૧લો—રામ ઉપર રોષે બળતી મંથરાએ કૈકયીને ભરમાવવી. રામ—સીતાનો મંગળ વિનોદ.

પ્રવેશ ૨જો—દશરથ પાસે કૈકયીએ રામ વનવાસ અને ભરતને રાજ્યાસનનું વરદાન માગી લેવું. સર્વનો શોક. રામ સીતા અને લક્ષ્મણનો વનવાસ. દશરથનો પ્રાણ ત્યાગ. ભરતનો ભીષ્મ ત્યાગ. ( ટેબ્લો. )

( અંતર નાટક સમાપ્ત. )

પ્રવેશ ૪થો—તુલસીદાસને બ્રાહ્મણોના મેળાપથી રામલીલાના ગુઢ રહસ્યની ખબર પડતાં અફશોષ.

પ્રવેશ ૫મો—મંજરી ગણિકાને ત્યાં દીગંબર સાથે તુલસીદાસનો મેળાપ. મંજરી પાસેથી તુલસીદાસે ભીક્ષા લઇ જવું. દીગંબરે ચંદાને હાથ કરવા મંજરી પાસેથી તાલીમ લઇ સ્ત્રી વેશમાં ચંદાના ઘર તરફ જવું.

પ્રવેશ ૬ઠો—હનુમાન સંકલ્પથી તુલસીદાસનું રત્નાવળી ઉપર આશક્ત થવું. રત્નાવળીએ દેહ અને કુંડાનું દ્રષ્ટાંત આપી તુલસીદાસને ચેતવવા. વિગેરે. ( ટેબ્લો. )



## અંક ૨ જો.



પ્રવેશ ૧લો—તુલસીદાસે પશ્ચાતાપથી આત્મઘાત કરી મરવા તત્પર થવું. હનુમાનજીએ બોધ આપી કાશી મોકલવા. ત્યાં વિશ્વેશ્વરના દેવળમાં એક મૃત વણીકને સજીવન કરવો. પંડીતોએ ઈર્ષાળુ બનવું. બાદ યોગીરાજ નામના એક સાધક તુલસીદાસ સાથે શાસ્ત્રાર્થ કરવો. તેમાં યોગીરાજનો પરાજય થવાથી યોગબળે દીલ્હીના બાદશાહ શાહજહાંને દરબારી સહુ યોગીએ અંતરીક્ષ લાવી, સર્વની કંઠી માળા છીનવી લેવા આજ્ઞા કરતાં, શાહના સીપાઈઓએ તેમ વર્તતાં, ભૈરવનાથ હનુમાનજી વીગેરેનું તુલસીદાસની સાહાય્ય માટે પ્રગટ થવું. સર્વને મારી કહાડવા. (ટેબ્લો.)

પ્રવેશ ૨ જો—રૂપગર્વિતા ચંદા પાસે ચતુર દીગંબરનું સ્ત્રી વેશમાં આવવું. પોકળ પ્રગટ થતાં દીગંબરનું ખુન બનવું.

પ્રવેશ ૩ જો—તુલસીદાસની પર્ણકુટીમાં ચોરોએ ચોરી કરવા આવવું. રામ-લક્ષ્મણને ચોકી કરતા જોઈ તુલસીદાસને જગાડી આ અલૌકીક બનાવ માટે પૂછતાં તુલસીદાસને અફશોષ થવો અને ઉપાધિનો ત્યાગ કરવો. બાદ ત્યાં આગળ એક વૈષ્ણવે આવી શ્રી રામનાં દર્શનની ઇચ્છા બતાવી હઠ કરી બેસવું. દુરાગ્રહી વણીકથી કંટાળી તુલસીદાસે ઝાડ ઉપર ચઢી ત્રીશુળ ઉપર પડવાનું કહેવું. વણીકે હિંમત હારી શંકા ધરવી. એક વટેમાર્ગુ સત્સંગીએ પાસેથી આ સર્વ સાંભળી સમજી ઝાડ ઉપર ચઢી પડવું દાસ્યો અને તુલસીદાસને રામ દર્શન.

(ટેબ્લો)

પ્રવેશ ૪થો—વિશ્વેશ્વરના દેવળમાં તુલસીદાસથી અપમાનિત થયેલો યોગીરાજ પ્રવાસમાં નીકળ્યો છે, ત્યાં છોકરાઓ રમતા આવી તારકને મારી જતા રહે છે. તારક એકલો પડયો પડયો રૂવેછે. તેને યોગીરાજ પ્રથમ દીલાસો આપેછે. પરંતુ તારક તુલસીદાસનો પુત્ર છે એમ વાતચીતમાં યોગીરાજને ખબર પડતાં તેનો જીવ લેવા તત્પર થાયછે. તારક કાલાવાલા કરે છે. પરંતુ વૈરને વશ થયેલ તામસી યોગીરાજ નહીં માનતાં એક પથ્થર ઉચકી તારકને મારવા જાય છે. એવામાં એક સાપ નીકળી આવી યોગીના પગે ચુડ મારી બાંધી લેછે. યોગી તારકને કાલાવાલા કરી સાપથી છુટા થઈ સાપને મારી નાંખે છે. પાછો તારકનો પ્રાણ લેવા પ્રયત્ન કરે છે. પરંતુ અનાથ બાળકની વ્હારે વિશ્વાધાર પુનઃ આવે છે. યોગી મૃત્યુ પામે છે.

પ્રવેશ ૫મો—દીગંબરે મંજરી સાથે મસલત કરી ચંદાને ફસાવવી.

પ્રવેશ ૬ઠો—પીયુ સ્મરણમાં રત્નાવળી. તુલસીદાસે ભીક્ષાર્થે ત્યાં આવવું. પુનઃ એકવાર બોધ તુલસીદાસનો ઝોળી અને અન્ય ઉપાધિ ત્યાગ. પીતા પુત્રનો કરૂણામય મેળાપ.

પ્રવેશ ૭મો—ચીત્રકોટ ઉપર સાધુઓનાં ભજન. મંજરીને દીવ્ય જ્ઞાન અને તુલસીદાસને રામ દર્શન. (ટેબ્લો.)

અંક ૩જો.

પ્રવેશ ૧લો—દીગંબરના પોગળનુ પ્રકાશ થતાં ચંદાએ હીતબંધુ સાથે દીગંબરને સાપ કરડાવી ભાગી છુટવું.

પ્રવેશ ૨જો—દીલ્લીપતિ શાહજહાંના દરબારમાં તુલસીદાસે આમંત્રણથી આવવું. શાહે ચમત્કાર બતાવવાનું કેહતાં રામ નામ શિવાય પોતે અન્ય કાંઈ જાણતાં નથી એમ તુલસીદાસે કહેવું. આથી શાહે ગુસ્સે થઈ તુલસીદાસ ઉપર જુલમ ગુજારવો. ભકતની મદદે હનુમાનજી અને કપિવૃંદે આવવું. બાદશાહનો પશ્ચાતાપ અને રામ નામનો ચમત્કાર. પરસ્તાન અને નાચ.

પ્રવેશ ૩જો—મેના સખીઓ સાથે વિનોદમાં. તારક આવતાં બાળ પ્રિતમ-પ્રિયાનાં રીસામણાં મનામણાં.

પ્રવેશ ૪થો—જંગલમાં દીગંબર અને તુલસીદાસનો મેળાપ. મંગરૂને બનાવી દીગંબરે ભાગવું.

પ્રવેશ ૫મો—ભાગી છુટેલાં ચંદા અને હીતબંધુ. ચંદાના હાથે હીતબંધુનું મૃત્યું અને સ્વહસ્તે ચંદાનું મૃત્યુ. ત્યાં દીગંબરનું આવવું. ઉભયને મૃત્યું પામેલા જોઈ પશ્ચાતાપ પામી વૈરાગ્ય ધારણ કરી તુલસીદાસની શોધમાં જવું.

પ્રવેશ ૬ઠો—વૃંદાવનમાં તુલસીદાસને ધર્માંધ યાદવોનો મેળાપ. દીગંબરને ગુરૂદીક્ષા. મંજરીનો મેળાપ નાંભાજીનો સમાગમ. તુલસીદાસના ધર્મ ટેક અને અચળ શ્રદ્ધાના સુફળનો સાક્ષાત્કાર તથા ગંગાકીનારે તુલસીદાસનો દેહ ત્યાગ. ખેલની સમાપ્તિ.



૨૯૭૨ ૧૧



# તુલસીદાસ

## નાટકનાં ગાયનો.

આશાવરી—વંદન તવ પદ ત્રિભુવન વરદા.
શ્રી કર શીર કર વર હરિહર ત્રિભુવન વરદા વંદન૦
કરૂણા સદના, નાથ આપનું બીરદ નીભાવો અભય વિજયદા.
નીરભય કરતું. નાથ નીરંજન ત્રિભુવન વરદા—વંદન૦
એક ભરૂસો ભગવત્ તારો.
નીરાધારના આધાર છો, દો સુયશ શાંતિ સ્વામિ (૨)
દેવાધિદેવા, હું સેવા કરૂં, કર સુંદર મંગળ
સન્મતી સદગતિ, દે, દે દે, ચરણું. શરણું,
અભય વિજય કર ત્રિભુવન વરદા—વંદન.
મુજ લાજ તુજ હાથ. કરો કૃપા જગનાથ,
કલંક કે કીર્તી, શીશ ઓપો ચરણુ;
તનના. મનના. જગના. કરૂણા, કરીને,
તાપને, તાતદે. ટાળતું;
રોમે રોમે રમી રહ્યા પ્રભુ શમન કર ત્રિભુવન વરદા—વંદન.

૧

નાવળી—મારી જુવાની ઝુલતી ડોલતી ચાલી કાળજે
કાંઇ કાંઇ થાયછે.
જામી જોબનને મદનની લડાઇ તો મારે કાળજે
કાંઇ કાંઇ થાયછે—મારી.

પીયુ સંગે ફસીને ધસીહું,
જોબન જંગ મદનથી લડીહું;

લડતાં લુંટાણી લાખેણી લાજ તો મારી છાતીમાં કાંઇ-
કાંઇ થાયછે—મારી.

૨

નાવળી—જાઓ જાઓ પુછતાં એવું કાંઈ લજાવો.
ખીઓ—એતો ઘરઘર હોય, એમાં શરમ નહોય.
નાવળી—જાઓ જાઓ હઠીલી ગુમાની ઘેલડી ગોરી જાઓ-
જાઓ.
ખીઓ—સખી સાથ શરમ શાણી શે ધરતી ?
નાવળી—કેમ જાય કહ્યું કરે મદન મસ્તી !
ખીઓ ચાલો નેન કટારે કરીએ કુસ્તી,
નાવળી—ના બા લડતાં જાયે લાજ, એછે જબ્બર જંગી-
એતો ઘર ઘર૦

૩

રસીદાસ—ચાલ આવી (ર) પગે લાગીને પ્રીયા મના-
વું—ચાલ આવી.
દેહ છાયની, દીપ તેજની,
પ્રાત રાત છે નકી સમજ મન શાણી —ચાલઆવી.
ફણીધર જીવે. મણી વીણ કદીયે.
પણ તું વિણ મમ જીવન નથી પ્રાય મારી—
ચાલ આવી.

૪

તુલસીદાસ—આહા! શું પળમાં વ્યાપી માયા હરીની,
ધન છવાઈ, ઘોર ઘેરાઈ, ધડકે ગગન મેઘ શું આહા-
આહા.
શીતળ સમીરની લેહેર વહીને, મધુર મનહર ટહુકી,
આપે મેઘ વધાઈ, ચટકાં કરતી, ચપળા હસ્તી,
કાય કંપાવે થરથર મારી, યાદી પ્રીયાની આપી,
મારે કારી કટારી હાથે— આહા.

૫

ચંદા-છોકરીઓ—ગોરમાનો વર કેશરીયો નદીયે ન્હાવા જા-
યરે ગોરમા.
પગે પીતળની પાવડીને, છમ છમ કરતો જાયરે ગોરમા.
તમે કેટલા ભાઈ કુંવારા રાજ, અચકો મચકો કારેલી.
અમે સાત ભાઈ કુંવારા રાજ, અચકો મચકો કારેલી.
તમે કઈ સુહાગણ વરશો રાજ ?
અમને કાળી પ્રાણ પ્યારી રાજ.
કાળીને શું કરશો રાજ અચકો મચકો કારેલી.
કાળી કામણગારી રાજ, "
ધોળી તો ધુતારી રાજ,
સુતા તમને વેચે રાજ. અચકો મચકો કારેલી.

૬

દીગંબર—ઓય બન્યોરે. ઉલ્લુ બન્યો.
છોકરીઓ—ગધ્ધો બન્યો, ખાઓ ખાઓ મેથી પાક મલીદો.
દીગંબર—છોડો છોડો કાટશે જુતી તમારી,
છોકરીયો—ભેટો ભેટો જુતી તમો પર વારી,
મદનું જોડું જુગંત હયોજી માણી—ઓય બન્યોરે.
કુંદી પાક રહી ગયો થોડો હયોજી,

દીગંબર—અરે જશે નાજુક હાથ મરડાઈ,
છોકરીયો—પાટુપાક ખાઈ લ્યો ત્યારે ધરાઈ-ઓય બા-પોરે.

૭

તુલસીદાસ—લાગી રામની લગની (૨)બતાવો વીરલા કોઈ.
વીરલા કોઈ બતાવો, વીરલા કોઈ-લાગી.
નથી માગતા કાંઇ સાહ્યબી નથી માગતો દમડી.
માગું છું મારા નાથના દર્શન કરાવો કોઇ-બતાવો.
દીનની દયા કોઈ લાવીને, દીન બંધુ આવો કોઈ
પડી પાયને શાર બેડમાં, મુકુ બતાવો કોઈ-બતાવો.

---

# આંતર નાટક.

૧

રામ—આવો અલબેલી વ્હાલા સુંદરી રાણી.
રાણી સફળ જીવન છે નામથી, મારું સલુણી સુહાગી
—આવો.
સીતા—સંસાર સાર છો, જીવન આરામ છો;
રામ—હૈયાના હાર છો, હૃદય આધાર છો.
સીતા—સૌભાગ્ય શ્રંગાર છો, પ્રાણના પ્રાણ છો;
શરણમાં રાખો સ્નેહે.
રામ—વાહ આ વીચારશો—આવો.

૨

સીતા—વ્હાલા ના વિસારશો
વિશ્વાસે રહીશું વળગી,
ઘડી કરતા ના કદી અળગી
જપું આપ નામને. આઠ જામ.
એમ સ્નેહું હૃદય સંભારશો—વ્હાલા ના.

ભલી બુંડી પણ નાથ તમારી,
કરૂણા સિંધુ લેજો નીભાવી;
દાસી દાસના જોશો સ્વામી,
ગણી ઘેલી હસી કહાડજો—વ્હાલા ના.

૩

સર્વ—દાવાનળ પડ્યું પંખી રોળું એલા દેવ દયાળ થાઓ,
ઝાળ ઉઠે મહીં રાતી પીળી બાળ સીંચાનાં બચાવ્યાં;
કૌશલ્યા—ચોપાસ લાગેલી અગ્નિ વચ્ચે બાળ માંજારીનાં,
ઉગાર્યાંતાં ઈશ્વર તેં તો મારા શું આ બચારાનાં!
દશરથ—ગાય બિચારી ચોક ઝુંટાતી દયા કસાઇને નાંય,
તું તો દયાનિધિ દાતા કહેવાયે કુર કાં કસાઇથી થાય;
રામ—દોષ દેવને દયો ન પિતાજી દુઃખ નથી વન માંહી,
સીતા—માંડલથી મારાં ગુફા, સેવા વળી ઝરણું ઝરણું પાણી.
લક્ષ્મણ—ભિક્ષા માગે અન્ન મળે છે વૈભવ માં શું ખામી?
રામ-લક્ષ્મણ-સીતા—જઈશું માજી વંદન ગુરૂજી પ્રણામ
છેલ્લા પિતાજી.

## અંતર નાટક સમાપ્ત.

---

૪

મંજરી—જો જો અલબેલાંના આ અણસાર-હાં હાં રે જોજો—
લટકે મટકથી આંજુ ગમાર પાઉં પામર પાય,
હાં હાંરે જો જો.
પૈસા કાજે, છાતી ઉપર, હું રમાડું ને ખેલાવું,
ખાલી થાતાં ખારાડું, મારી ઉઠાડું-હાં હાંરે જો જો.
નયન હસાવી નાજુક નજરે, હું નચાવું ને બનાવું,
પ્રીતમ કહી બેસાડું, બાપ કહી ઉઠાડું-હાં હાંરે જોજો.

૯

મંજરી—આવો લાડી લટકે ચટકેથી રૂમ ઝુમ કરતી:
દીગંબર—આમકે?
મંજરી—જરા ઠમકેથી ઠુમઠુમ, નાજુક નખરેથી ઝુમઝુમ.
દીગંબર—આમને?
મંજરી—ઘુંઘટ તાણીને ગોરી કેડેથી આમ ધુમ—આવો.
દીગંબર—નાનકડી હું ભોળી બાળ શું લાજ લેવા ધારી!
કેડો મારો છેલા છોડી જાવ જાવ જાવ.
મંજરી—રંગમાં રસીલી નાર આમ શું રીસાઇએ?
હસી બોલો ધસી ભેટો,
દીગંબર—જાવ જાવ જાવ—આવો.



## અંક ૨ જો.

૧૦

પુરજનો—જય જય સદાશીવ નીલકંઠ નીરંજન મંગળકારી
મંગળકારી રે વિભુ,
હે નાથ નમીએ પ્રીતથી. રે શંભુછો ભકતવત્સલ,
અશર્ણશર્ણ—નાથ નમીએ-જય.
સંત મહંતન સંકટકારી, સકળ દૈત્ય સંહાર્યા
સ્વામી,
અભય કર્યા શીવ અદ્ભુત રૂપથી, કૃતિ અતિ ન્યારી
ભૂત પતિજી,
જય બમ ભોળાના ભગવાન, સુવાને સ્મશાન,
ખર્ચ ન ધરનું રાખ્યું જરીએ,
ખાવા ધંતુર શણગાર સાપછે- જય બમ ભોળા
ના ભગવાન-જય.

૧૧

ચંદા—અતી આવે ઉલ્લાસ છબીલા બની બાંકા રસીલા સરદાર,
એજી બની બાંક રસીલા સરદાર, એજી પ્યારી બાંક રસીલા સરદાર—અતી૦
કોઇ કેહુરી આવો પ્યારી, પાવો પ્રીતી વારી, લે લે આ મોતીની માળ,
મનહરણી લે લે આ મોતીની માળ, ચંદા પ્યારી લે લે આ મોતીની માળ—અતી.
કોને ઓળખું હું, કોને લોભાવું હું, કોને કરૂં ભરથાર?
હાંઉાં આશક પડે છે હજાર, એજી પ્યારી આશક બને છે હજાર—અતી૦

૧૨

ચંદા—મરડાયે મારો નાજુક પોંચો છોડો છેડા રે.
દીગંબર—એકવાર જરી નયન નચાવો એકવાર જરી છાતી લગાડો;
ચંદા—ઓય માડી ઓ મરી ગઈ રે—મરડાયે મારો.
નટખટ તુજને લાજ ન આવે, બાળી ભોળી શાને સતાવો?
દીગંબર—વા'રે તારી લટક મટક ઝળઅળ રે—મરડાયે મારો.

૧૩

છોકરાઓ—આવો યાર રમીએ આવો યાર રમીએ,
બાળકામ એક છે ખાઈને ખેલીએ:
વાહ વાહ વાહ વાહ આ હા હા હા—આવો.
હમણાંતો નાના મોટા થઈ મ્હાલીશું,
મોજેમઝેથી ભાઇ બાથ ભરી ફેરીશું;
વાહ વાહ વાહ વાહ આ હા હા હા—આવો.
હુંતો લઈશ ભાઇ બે જોડી બળદીયા,

ઘેર બેસ દાશે બેરી સર સર ના ના;
બેતર ખેડાવું ને બાજરી લણાવું;
બાયડીને ભાત લઇ બોલાવું. અલી હેં ને!
બેજા એની બેસીને ખાશું આંનેથી,
ફોળીયા આપશે નાજુક હાથેથા—કેમ કેવી મઝા—વાહ
વાહ વાહ.

૧૪

નારદ—કરશે જે તેવું ભરશે. અને સત્ય સદા તરશે.
અવર જનોને હણવા માટે ખાડો જે જન ખણશે.
જગતનીયંતાની યુક્તિથી ખણનારો તે પડશે—અંતે.
કૈવચ ફળ ફોલી ખાવાની આશા જે મુર્ખ ચ્હાશે
ફળ ફોલંતાં કૈવચ તેના કાયા ફોલી ખાશે અંતે.

૧૫

ચંદા—ભલા લઈ હું તમ પાસે દામશાને મારી રેશમની
ચોળી ફાડી?
દીગંબર—તારા લટક મટક જોઈ જાન ઘેલો ગાંડો બન્યોને
ચોળી ફાડી—ભલી.
ચંદા—સળી જોઇને બહુમાણો આશું?
દીગંબર—કે જે જોબનનો લ્હાવો એમાંગું?
ચંદા—ચંદ કુંવારીને આળ,
દીગંબર—વરૂં ચુંબો લઇ આવ.
ચંદા—અરે જાવ જાવ જાવ ઘડી ઘડી શું સતાવો—મારી.

૧૬

રત્નાવળી—મોહન મંદરીએ પધાર વાલમ વાટ જોઉં તો
રાહી.
હું મટકે માહીને રાહી. હું મટકે જોઉ તો રહી
મોહન.

૧૬

સોનાની ઝારી માંહીજી ગંગા યમુના જળ ભરીયાં;
દાતણ કરવા મેલું આવ—વાલમ વાટ.
સ્નેહના સીંહાસન સ્વામી, પધરાવી પુજીશ પ્રેમે,
શીરનો પ્રસાદ ધરૂં આવ—વાલમ વાટ.

૧૭

તારક—પાળી પોષી પિતાજી પહેલાં પ્રેમેથી હવે ન મુકો તરછોડી.
અધવચ ફસાવો અરે. (૨)
ઉંડે કુવે ઉતારી. વિશ્વાસે વળગાડી. નાંખો નાદોર કાપી.
તુળસીદાસ—કાલાં કાલાં મુકી, જા દુર બહુ થઈ. તારો છે તુજ માંહી.
વૃક્ષવાસી વિહંગ સંબંધ (૨)
બહુ સગાઇ છે તેવી. જોને વિચારી, કોનું ન કો જગ માંહી—પાળી.

૧૮

સુરદાસ—રામજી—ધુતારો તો દઈને ગયો બેખરે, હજુના મટ્યો રામ, ધુતારો તો દઈને ગયો બેખરે—
વહાલો મળવાને હવેનો, આદરશું યજ્ઞ હમેનો,
જપશું મંત્રમાં નામ એકરે—હજુ ના મટ્યો રામ.
પ્રાણ તણું શ્રીફળ હોમીને, પુર્ણાહુતી કરશું અંતે,
પણ ના તજશું વાહાલો બેખરે—હજુ ના મટ્યો રામ.

૧૯

તુલસીદાસ ના વીમારીએ રૂડા કૃત્યામાંથી રામ ના વીસારીએ.
હરતાં જહાંએ ફરતાં જહાંએ કરીએ પોતાનું કામ,
અંતરમાં સીતારામને રટીએ એમાં ન બેસે દામ ના વિસારીએ

ભાવ જુજવા ભગવત્ કહેવાયે છાંડીછલબલ કરીએ સ્નેહ,
એવું રાખીએ ભરથારથી ભલાં જેણે જોયા સહુ દેહ-
ના વિસારીએ.
આપણુ સહું પ્રભુસાગરનાં ઝીણાં ઝીણાં બીન્દુ છીએ
ભાઈ,
સાગરમાં ભળી સિંધુ બનીયે છુટાં ન લેખામાં કાંઈ—
ના વિસારીએ.

૨૦

સાધુઓ—રસ અગમ અપાર મારા ભાઇ અલખ રસ અગમ
અપાર મારા ભાઇરેજી.
સુરનર મુનીવર પાર ન પામે—ભાઈ
જાયે જન્મ પણ જડે ન જોગીને ભાઇ એવો અજબ રસ
ભાઇરે—અલખ.
વૃજ વનીતાએ રસ વ્હેંચી લીધોતો ભાઈ,
શબરીએ રસ એઠાં બોરમાં આણ્યોતો ભાઈ એવો
અજબ રસ ભાઇ-અલખ.
રસ પ્રહ્લ્લાદે સ્થંભે પ્રગટાવ્યો ભાઈ,
રસ દ્રૌપદીએ સભામાં આણ્યો ભાઇ એવો અ-
જબ રસ-અલખ.

૨૧

તુલસીદાસ—જય જય સમનાથ રામ ધારી દયા દીનની,
ઋષી મુની મોટા યોગી ન પામ્યા જે,
સામું જોઇ મારા સાહીબા આપ્યું તે—ધારી દયા દીનની.
રામ—વગર મુલે વ્હાલાનો વેચાણ છું.
સંત સજજનનો હું રામ ગુલામછું—ધારી દયા દીનની.

───────



## અંક ૩ જો.

૨૨

ચંદ્રા—તાકી નજર તીર મારી અન માન્યાને વીંધ્યા-તાકી.
નાજુક નખરેથી લાલા લલચાવી વરી ચુકીરે હું આહા
છબીલી વરી ચુકીરે હું આહા રસીલી વરી ચુકીરે
હું આહા-તાકી૦
જોબન બાગે જો રૂપ ગુલાબ હોયતો માનજો જાદુ
છે હાથમાં;
રંગીલી માનજો જાદુછે હાથમાં, મધુરી માનજો જાદુછે
હાથમાં-તાકી.

૨૩

નાચનારીઓ—કયસે કરૂ સજનીયાં મોરા બાલમ છોટાહે
બાલમ છોટા હે મેરા બાલમ છોટા હે-કયસે.
પલંગપે આકે સુવા મોરી છેડછાડ કરે
મારૂ તકીયેકી માર તોબા તીલ્લા કરે સજની-કયસે.
જબ યાર સાથ મેં હું બીચમેં આવત સુવો
મારૂં લાતોકી માર અમ્મા બ.વા બોલે સજની-કયસે

૨૪

તુલસીદાસ—રામ રંગીલા હનુમાન હઠીલા સોટ તાણી શું
સુતા—રામ રંગીલા.
સહુ રૂઠે તો છો રૂઠે તમે ન રૂઠો નાથ
તમે રૂઠશો નાથજી કોણુ જ ધરશે હાથ ?
શાણું મનનું દુઃખડું, કહીએ શું સમજો છો સહુ-રામ.

૨૫

અપ્સરાઓ—ધની સારી ગરી ગરીસા ધની રીસા
મગરીસા નીસા ધ ની સા ગગ મ ધની સાસા
સાસા રીસા નીધ પમ ગરીસા
મમ ધધ નીસા સા સા સા સા
સારીસા ગરાસા નીસા ધની ધસાના
મગરીસા [૨]
સાની રીસા ગરી મગ પમ ધપ નીધ સાની
રી સા ની ધ પ મ ગ રી રી મ ગ ની સા
ધા કડાંન ધા ધા કીટ તકકીટ ધા ધા
ધા કડાંન ધા ધા કીટ તકકીટ ધા
ધા કડાં ન ધા ધા કીટ તકકીટ ધા.

૨૬

મેના—હાંરે મારા તનડાને કાંઇ કાંઈ થાય
થરકા ભરે કોઈ હાય—હાંરે માડી થરકા ભરે કોઈ
હાય—હાંરે૦
મરકું મચરકું મનને મહુએ
તોયે કાંઈ કાંઈ થાય—હાંરે માડી તોયે કાંઇ કાંઈ
થાય—હાંરે.
આવોજી હાંરે જુલમ ના જીરવાય
તણખ તણખ કાંઈ થાય—હાંરે માડી તણખ તણખ
કાંઈ થાય—હાંરે૦

સખીઓ-

..હરે બોળી૦
..ખે જોતી.

સ
સ

.. પાડી શાને થાય શાણી !
.. તને શું અમારી પડી-વાહરે૦

૨૮

તારક શીદને શરમાઓછો શાને રીસાઓછો?
મેના—ઉંહુંહું નહી જાવ જાવ જાવ જાવ.
તારક મુખ મલકાતું આ ઉર છલકાતું આ ઝલકાતું જોબ
આ તારૂં વાહ
મેના—ઉંહુંહું નહી જાવ જાવ જાવ જાવ-શીદને.
કાલા કાં થાઓછો, બાળા બ્હીવરાઓછો
તારક—આવો આવો વાહ વાહ વાહ વાહ
મેના-જાણી એકલી અહીં શાને સતાવો આહ
જાવો જોશે કોઇ વાહ વાહ વાહ વાહ—શીદને.

૨૯

મેના—મારા હૈયાના હાર પધારો આવાર,હઠીલા સરદાર,
ભોળા ભરથાર.
તારક—પામ્યો સંસાર સાર, જીવન આધાર, રસીલી બાળ
મળી દીલદાર—મારા૦
મેના—હવે ન છોડું નાથ ભરી આ બાથડી,
તારક—વા'હરે વા લટકો મટકો મદ વેલડી.
મેના—જો જો એ લટકે લોભાતા નાથજી
કેમ સખી શુચી
શુચી—હા બાઇ હા
તારક—આજે આનંદ અપાર-મારા૦

કોકીલ કુંજત. ૯

સુદિન ન્યારો ૧૦

કૃષ્ણ ચરણુની પ્રેમની પૂનિત ૧૧

૧૨

ન્યારી ન્યારી ભુમી ભલી-રાજ.

૩૧

સર્વ પાત્રો—જય જય જગદીશ્વર જય આપ્યો આધાર
સૌ જન મન આનંદે છાયાં અપાર—જય
કાપ્યું દુઃખ, આપ્યું સુખ, સેવકને સાહાય્ય થઈ
મોહ રૂપી ગયો વીષ વીકાર
સંસારી, નરનારી, આ જોઈ, વિચારીઃ
ચાલે તો મ્હાલે મ્હા સુખ મોઝાર—જય જય૦

